

# पाटीदार सुबोध

# काव्यमाळा.

## ( भाग १ लो. )



### સાહિત્યની સત્તા.

खिन्नं चापि सुभाषितेन रमते स्वीयं मनः सर्वदा।
श्रुत्वान्यस्य सुभाषितं खलु मनः श्रोतुं पुनर्वाञ्छति॥
अज्ञाज्ज्ञानवतोऽप्यनेन हि वशीकर्तुं समर्थो भवेत्।
कर्तव्यो हि सुभाषितस्य मनुजैरावश्यकः सग्रंह॥

ચિત્તે, ક્લેશ અનેક હોય તદપિ સાહિત્યથી તે શમે;
બીજા પાસથી સાંભળ્યું યદિ જરા ઇચ્છા ફરી થાય છે.
જ્ઞાની-મૂર્ખ ઉભયને વશ કરે એ એક શક્તિ અહા!
માટે સંચય સર્વ કોઈ કરજો સાહિત્યનો સર્વદા!!!

અનુવાદક—હીરજી.

---

યોજક એન્ડ પ્રકાશક.

ભીખાભાઈ કાળીદાસ ભીલાશી નીજરીયા.

[illegible]

# વાંચો ?

—સાહિત્યના શોખીનો માટે—

## "પાટીદાર સુબોધ કાવ્યમાળ"

ભાગ ૨ જો.

અને

—નોવેલના શોખીનોને માટે—

## —"પાટીદાર પ્રબોધ ચંદ્રિકા"—

આ પુસ્તકો તૈયાર છે. છપાવવા જેની ઇચ્છા હોય તેણે અમને લખવું.

મી. ભીખાભાઇ કં૦ ભીલાશી

નીજરીયા.

ઠે૦ મહીધરપુરા હાથીઆશેરી-સુરત.



# पाटीदार सुबोध

# काव्यमाळा.

## ( भाग १ लो. )



**'સરસ્વતી દેવીને'**

(દ્રુતવિલંબિત વૃત)

દાન દયાળી સરસ્વતી દેવી છે,
મીઠડી કાવ્ય સરીત રેલાવીરે;
ભ્રમરી પુષ્પ પરાગ અવનવી,
**'ભીલાશી'** સહાયે સદા સરસ્વતી.

**"ભીલાશી"**



પ્રયોજક એન્ડ પ્રકાશક.

**ભીખાભાઇ કાળીદાસ ભીલાશી નીજરીયા.**

ઠે. મહીધરપુરા દાળીઆશેરી મુ-**સુરત.**



**સુરત** ચૌટાના પુલ ઉપર, ટાંકીની પાસે આવેલા **'શંકર'**
પ્રીન્ટીંગ પ્રેસમાં **નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે** છાપ્યું.



આવૃતિ ૧લી **સને ૧૯૧૭** પ્રત ૫૦૦

**કીંમત ૬ આના.**

શ્રી ૐ

# પ્રસ્તાવના.

દરેક સાહિત્યને પ્રસ્તાવના હોવીજ જોઇએ. તેવા પ્રચારને લઇને આ કાવ્યમાળા માટે કંઇક લખીએ તો ગેરવ્યાજબી નહિ ગણાય.

કાવ્યમાળાના કાવ્યોની પ્રસ્તાવનામાં ત્હેના યોજકને સ્વાનુભવની વાર્તા સિવાય કંઈ નવિનતા ન હોય આ 'પાટીદાર સુબોધ કાવ્યમાળા' મ્હારા તરફથી અને કેટલાક પ્રખ્યાત લેખકો તરફથી યોજાયલી છે. આ કાવ્યમાળાના કાવ્યગુંજનનો આનન્દ મ્હારા જ્ઞાતિબંધુઓને સકળજનોના સુહૃદયોને મળે એવી અમૂલ્ય ઇચ્છાથી આ 'પાટીદાર સુબોધ કાવ્યમાળા' પ્રસિદ્ધ કરી છે.

ગુર્જરગીરામાં સાહિત્યનો શોખ દરેક બંધુને છે. તેથીજ તનમાં, મનમાં, ને જ્ઞાતીમાં સુધારો વધારો થયે જાય છે આપણી જ્ઞાતીમાં સુધારાની વિશેષ વૃદ્ધિ થાય એજ શુભ આશયથી આ 'પાટીદાર સુબોધ કાવ્યમાળા' વિભુની અમૂલ્ય કૃપાથી સફળ હો! દરેક પાટીદાર બંધુ જ્ઞાતીઅભિમાનથી કે સાહિત્યના શોખથી, મ્હને આશ્રય આપી ઉત્તેજન આપશે તો મ્હારો પ્રયત્ન સફળ થયો માની કંઇક અંશે સંતુષ્ટ થઇશ.

આ કાવ્યમાળાનાં કાવ્યોનું જ્ઞાતીબંધુઓ તેમજ અન્ય બધુઓ રસપાન કરી ઉન્નતિપર આવશે, તો આ પોતાનાં કાવ્યોનો શ્રમ 'ભિલાશી' સફળ થયેલો માનશે એજ અંતિમ ઇચ્છા. અસ્તુ.

મ્હારા પ્રેમી બંધુવર્ય રા. ડાહ્યાલાલ શોમેશ્વર ત્રિપાઠી ઉર્ફે મુસાફિર પંડોળીકર ત્હેમણે આ 'પાટીદાર સુબોધ કાવ્યમાળા' પ્રગટ કરવામાં બનતી સહાય આપી છે ત્હેને માટે ત્હેમનો જેટલો અંતઃકરણપૂર્વક આભાર નહિ માનું તેટલો ઓછો છે.

આ કાવ્યમાળાનાં પ્રુફ પ્રખ્યાત લેખકોએ કાળજીપૂર્વક તપાસ્યાં છે. છતાં જો કદાચિત્ ભુલ રહી ગઈ હોય તો સુધારી વાંચવા નમ્ર યાચના છે.

ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિઃ

**સૂર્યપુર.**
તા. ૨૦-૧-૧૯૧૭.

લી. સ્નેહાભીલાષી સેવક,
**ભીખાભાઇ કે. ભીલાશી નીજરીયા.**

# મસ્ત મુસાફીર પ્રત્યે

## પ્રેમ ટહૂકા.

પ્રેમ પ્રેમ કરનાર—મસ્ત પંડોળી ગામના;
પ્રેમીલા છે પ્રેમાળ—પ્રેમે પ્રેમી રસ બોળતા !
વ્હાલો ગુર્જર બાળ—હમને બહુ છે પ્રેમીલો !
પ્રેમ હૃદય ભરનાર—કાવ્ય તણો છે શોખીલો !
પ્રેમ પ્રભુ જપનાર—કલરવ કરતો મીઠડા !
ઉર ઉજાળ નાર—પ્રેમ હૃદ સદા તરે !
કેકારવ શા થાય—અમોલા રસે રસભર્યાં !
પ્રેમી ગુર્જર બાળ—ધન્ય છે તુજ પ્રેમને !
પ્રેમ કુસુમ અર્પીને—ટહૂકા કરૂં હું પ્રેમના !
નિર્મળ હૃદયે ઝુંકી રહ્યો—ગુર્જરગીરાએ ખેલતો !
રસ ભર્યા છે પ્રેમથી—પાટીદાર સુબોધમાં !
કાવ્ય સરિતે નાહિ—પ્રેમે બહુ રસ બોળતા !
ઉર તણી ગુંજો અમોલી—પ્રેમામૃતનું પાન છે !
મુગ્ધ મીઠડીયાં ગાન—વ્હાલાં લાગે પ્રેમથી !
અન્તર્પ્રેમે વધાવવા—પ્રેમ ભરેલો આવીયો !
'ભીલાશી' પ્રેમી બની—કલરવ પ્રેમીલા શા કરે !!

---

લી. ત્હમારો,

" ભીલાશી "

પ્રુફો વાંચતાં મળેલો એક અભિપ્રાય વાંચો.

# પ્રશંશા પત્ર.

બંધુ 'ભીલાશી,'

આપના તરફથી અવર્ણીય પ્રેમના પ્રભાવવાળી 'પાટીદાર સુબોધ કાવ્યમાળા'નાં પ્રુફ વાંચી ઘણોજ આનન્દિત થાવું છું. કાવ્યમાળાનાં કાવ્યોનો વિશેષ વિચાર કરૂં છું, તેમ તેમ મારી વિશેષ પ્રતીતિ થાય છે કે તમને આ કાર્યમાં અમોલો વિજય મળ્યા સિવાય રહેશે નહિ. તે જ્ઞાતી સ્વાનુભવથી અલંકૃત થએલ અદભૂત કાવ્યમાળા થશેજ !! ગુર્જર સાહિત્યમાં પાટીદાર બંધુના ઉપયોગી આ કાવ્યમાળા પહેલવહેલીજ છે. તો અમોલાં કાવ્યગુંજનનો આનન્દ લેવા આપને દરેક પાટીદાર બંધુ તો શું પરંતુ અન્ય વર્ણ પણ શુભ આશયથી કુસુમવત્ વધાવી લેશે !!

વિભુકૃપાથી તમારો પ્રયત્ન સફળ હો ! અમૂલ્ય વિજય મળો !! અસ્તુ.

મુસાફિર પંડોળીકર.

ॐ

# પાટીદાર સુબોધ કાવ્યમાળા ભાગ ૧ લો.

## 'વિભુપ્રાર્થના.'

(શાર્દૂલ વિક્રીડીત વૃત.)

ભી તી લેશ નથી રહેતી સૃષ્ટિમાં, આનંદ અવનવે,
ખા ઇ પી કલ્લોલતા ભુવને વિભુ, તારાથી ભૂમંડળે:
ભા સે છે રવી શશી ગ્રહ નવલા, તેજોમય દીપતા,
ઈ શ પ્રેમ તણી અચિન્ત્ય કૃતિથી, જીવો બધા ઓપતા–૧
કે વળ વિશ્વમાં કૃતી કરી અહા, પ્રીતી, દયા છે બધે,
ભિન્ન ભિન્ન સ્વરૂપે રહે છે વિભુ, જનો કદી ના કળે;
લા લચમાં લથડી પડ્યા જન સૌ, ધંધે મચ્યા સર્વદા,
શીખામણ સદ્‌ગુણ આપો નિત્યે, હે વિભુ વંદુ સદા–૨
ની શા પાપ રૂપ ટાળીને બંધુઓ, સુખી સદા થાયરે,
આત્મવત્ સર્વ પ્રાણી ગણી પ્યારાં, દુઃખી દુઃખ ટાળોરે:
શીષ્ટાચાર શ્રેષ્ઠ શમ–દમ અર્પો, વિભુ તમારી કૃપા,
ષ ટ શત્રુ મારી સહાય કરજો, શ્રેષ્ઠ કાર્યો એ સદા–૩
વાંચ્છિત ફળ દ્યો સહાયે રહીને, નીતિઓ સુધારશો,
ચ ક્ષુઓ દિવ્ય દઇને પ્રભુ પ્યારા, જ્ઞાની જગે તારશો:
કુ ળ્ય શું કથે મિત્ર બંધુ સઘળા, પ્રાણી સમસ્ત રહ્યા,
ને હુ સર્વપર વિભુ માગે તારો, 'ભીલાશી' માગી રહ્યા–૪



"ભીલાશી."

લેખક-મુસાફીર પંડાળીકર.

# ટપકતાં આંસુડાં.

(મંદાક્રાન્તા)

મીઠાં મીઠાં ખરખર થતાં આંસુડાં તો વહેતાં,
વ્હેતાં વ્હેતાં ટપટપ પડે ગાલ ઉષ્ણ ઘણેરાં;
રોતાં પાપો ઝટપટ ખરેખાત તેતોજ જાશે !
આંસુડાંથી ટપટપ થતાં પ્રેમીથી તો હુશાશે તૃશાશે.
લ્હાવો મીઠો આ જગત સુખોનો નકી અશ્રુ અરેરે !
રે ! રે ! ત્યાંતો નયન સરતાં આશકોને ખરેરે ! !
મીઠાં રૂડાં આંસુ ટપકી, હૃદયના ઘાજ જાશે,
મીઠુ બિન્દુ ટપ નજ થયાં મુરખા તે ગણાશે.
નિર્મ્યું છે તો રડરડ કરો દેહધારી જીવોરે,
રે ! મૃત્યુથી હૃદય પટમાં પ્રેમના જાય લ્હેરે !
વ્હેતું વ્હેતું હૃદવિરલ પ્રેમ છલાછલ થાશે,
કિન્તુ આ લ્હાવ સુખ સમ આ સ્નેહથી ના ભૂલાશે.
પ્રીતી હૈયે મઘમઘ થતાં અશ્રુથી રમ્ય થાયે,
રે ! રે ! સૃષ્ટિ અમર રહેશે ગાન એમજ ગાશે.
આશાઓ મોહમત્સર સર્વે તો ખરશેરે કદાપિ,
કિન્તુ તેનો કલરવ ખશે ના અમૂલો તથાપિ.

# પરોપકારી પાટીદારને.

## ગઝલ.

પ્રભુ આ દુઃખ દરિઆથી, પ્રેમીલા બાળકો તારો;
તવ થાશે પ્રભુ પ્યારા, પરોપકારી કૃષિકારો.
ઉત્તમ ભૂમી ભલે દીધી, અમૂલી તે શું કરવાની,
શ્રેષ્ઠ ઉદ્યમ જો સ્હાશે, ભલા? ભંડાર ભરવાની.
કલ્પવૃક્ષ ખરી ખેતી, મનવાંછિત ફળો આપે;
પાટીદાર બની દાતાર, જગતનાં દુઃખડાં કાપે.
પૃથ્વી છે અધિકાધિક, લક્ષ્મી થકી પ્રેમી પ્યારા;
કૃષિ તણી ખરી માતા, લક્ષ્મી તેના થકી પ્યારા.
સુખ દુઃખ તણા આધાર, કૃષિના ઉદ્યમે નિર્ધાર;
જેમાં પુણ્ય ઘણાં પ્યારા, ઉદ્યમ બીજા છે અસાર.
આચારો જાળવે પોતે, સહુ વર્ણ તણા ભાઇ!
દયા દાનો કરવા સ્હાશે. જીવન સ્વર્ગીય છે ભાઇ.
કૃષિકાર તણા વેરી, નહિ કો દીન થાવાના;
બધા દોસ્તદાર થાયે, ગુણ પ્રભુના ગાવાના.
ઉત્તમ કૃષિ બંધુ મ્હારા, ફકીર અમીર આધાર;
તવંગર થાઇને પોતે, તવંગર કરે નિર્ધાર.
પ્રેમી પરમાત્મા સ્હાયે, સંકટ સૃષ્ટિનાં નિવારો;
મુસાફિર શું ગાવાનો, કૃષિનો જય ઉચ્ચારો.

---

# 'ઉત્તમોત્તમ કૃષિ'

## ગઝલ

ભૂતળના સુખ શોધકો, ખરે સ્વર્ગ અહીંઆ છે;
કૃષિ આ ખલ્કમાં કેવી, જીવનનું સુખ એમાં છે.
ભોગો ભલી ભાતના કેવા, નીવારે ભૂખની પીડા;
પુરાણી છે કળા કેવી, કરાવે નવ નવી ક્રિડા.
જનો સહુ દિન દુઃખી, રહે કૃષિકારની આશે;
કેળવે જો ધરતી માને, વિષમય દુઃખ તે કાપે.
પાલનહાર એક પ્રભુ, પાલક બીજો કૃષિકાર;
વિદ્યા વિનય છે એથી, કૃષિનો જય જયકાર.
વ્યાપાર હુન્નરથી શ્રેષ્ઠ, જીવન છે જગનું તેથી;
પરોપકારી પાટીદારો, ટાળે છે દુઃખને એથી.
ઇશ્વરાર્પણ બુધ્ધિએ, કૃષિને હલકી ઠરાવે;
અહા! ગુણ હીણ કેવા, પોતાનું પેટ વગોવે.
ઉદ્યમ ખેતીનો ઉત્તમ તેમાં ના ખોટ જાવાની;
મુસાફિર અહા કેવી, તેનાથી જીંદગી જાવાની.

---

# પર ઉપકારીને

ઉદ્યમી અભીમાન કરાવે, દુઃખી તણાં દુઃખને ભૂલાવે;
પ્રભુ સાથ હૃદય મિલાવે, પર ઉપકારી ખરા!
પ્રેમી અન્તરે સદા રેહેશે, મહેનતે બહુ દુઃખો સ્હેશે

દુષ્ટ અવ ગુણો ભૂલવશે, પર ઉપકારી ખરા !
ટાઢ તાપ સહે અન્ય માટે, જીવન અર્પે છે શીર સાટે;
પાટીદાર નિષ્પાપે રહે ઘાટે, પર ઉપકારી ખરા!
બધી આલમના એ છે પ્રેમી, નથી હૃદયે કંઈ વહેમી;
સુખ ઉપજાવે સૌને નેમી, પર ઉપકારી ખરા !
રસકસવાળી કરે ધરણી, કૃષિ થકી ઉત્તમ કરણી;
સફળે શુભ ખેતી વરણી, પર ઉપકારી ખરા !
સુધારો કરી દીધો જગમાં પ્રેમ પ્રગટાવ્યો પૂર્ણ અંગમાં;
મુસાફિર કહે પાટીદારો, પર ઉપકારી ખરા !

## કૃષિ માટે વિભુ પ્રાર્થના.

ગઝલ.

પ્રેમ પ્રભુ અહા પ્યારા, શરણ ત્હારે રહેવાના:
દીન બંધુ ખેતી માંહે, અમીના પાક લેવાના.
સર્વજ્ઞ હૃદય નાથ, તમોથી શું અજાણ્યું છે:
ઉત્તમ કૃષિ છે બેહાલે, અરે ! બહુ દુઃખ તાણ્યું છે.
પ્રાણી માત્ર પ્રભુ પ્યારા, પાટીદાર સ્હાયે રહેવાના;
દીનબંધુ કૃષિ માંહે, નાખો તેને દુઃખ સ્હેવાનાં.
આલમ જીવન છે જેમાં, સંકટો નાખો તે કાપી:
વિપતનાં વાદળાં તોડો, હૃદયમાં હિમ્મત આપી.
પાંચસો પગાર જો હોયે. સંતાનો નીજ તે પાળે,

આખી આલમના દાતા, પાટીદાર સર્વને પાળે.
ઉત્તમ કૃષિ અહા કેવી, જીવનનાં દુઃખ ટાળે છે;
મુસાફિર કે' કૃષિકારો જીવન સ્વર્ગીય ગાળે છે.

## પટેલબંધુ કૃષી દુઃખ હરનારી.'

(હોરી–તાલ દીપચંદી)

પટેલબંધુ કૃષી દુઃખ હરનારી, ધનભંડાર ભલા ભરનારી. ટેક.
કૃષી થકી આ પટેલબંધુઓ, મંગળ મંગળકારી,
પાલણુ પોષણુ પ્રેમે કરીને, દિન બેલી થાનારી;
દુઃખ કૃષી હરનારી— પટેલબંધુ. ૧
રાગી વેરાગી તેને લીધે, ભૂખ દુઃખ સંહારી,
ધનાઢય થયા છે કૃષી લીધે, ધન્ય ધન્ય કૃષી માડી;
કૃષી જયજયકારી— પટેલબંધુ. ૨
રંક રાયને ફકીર અમીરનો, ભવસદા હરનારી,
ભૂમિ માને પ્રેમે ભેટી, કૃષિકાર હૃદય ઠરનારી.
કૃષી અરી જાય હારી પટેલ બંધુ ૩
જીવન સફળ કરશે સત્વર, કૃષી જય કહે નરનારી,
મુસાફિર–ભીલાશી પ્યારા, કૃષીથી હર્ષ અપારી;
વિજયી કૃષી ઠરનારી, પટેલ બંધુ ૪

# કૃષીનો વિજય.

૫૬.

કૃષીનો સદા વિજય છે, ભાઇ કૃષીનો સદા વિજય છે! ટેક
જેના થકી આલમ ઠરતી, ઉપકારી એ બહુ છે! ભાઈ ૧
અખુટ ભંડાર ભરનારી, કૃષી નિષ્પાપી છે! ભાઈ ૨
ભક્તિ નીતિ તેને લીધે, સદાયે રહી છે! ભાઈ ૩
સમ દમ શાન્તિ દેનારી, અમૂલ્ય અમૃત દે છે! ભાઇ ૪
પાવક પ્રાણી પોષણ ત્હારે, પ્રેમે કરવાનાં છે! ભાઈ ૫
પ્રૌઢ પ્રેમલ કૃષી માતા તમારાથી જય છે! ભાઈ ૬
સૃષ્ટી સંતાન તૂજથી પ્રાસી, યશોગાન ઉચરે છે! ભાઈ ૭
ઔદાર્ય કાર્ય તુજનું પ્રેમી, ઉપાસના ત્હારી છે! ભાઈ ૮
તત્ક્ષણ તૃષ્ણાઓ ટાળે, નિર્મૂલ્ય તું છે! ભાઈ ૯
અનુગ્રહ જો ત્હારી હોયે, હર્ષીત સર્વ થાયે છે! ભાઈ ૧૦
અન્નપાન સૌ તારા લીધે, આત્મ ઉન્નતિ છે! ભાઈ ૧૧
અખિલ અમિત ગૌરવ તારૂં, નિત્ય નવું ઝળકે છે! ભાઈ ૧૨
કૃષીકાર કૃષી દયાનિધી છે, મુસાફિર જય ઉચરે છે! ભાઈ ૧૩

# કામણગારા કૃષીકાર.

(રાહ—મનમોહન મોરલીવાળો.)

કૃષીકાર કામણગારો (૩)

લાગે સૌને પ્યારો નવ તે છે દુઃખીઆરો;
જનનાં દુઃખ હરનારો..........કૃષીકાર (૨)
નોકરી ચાકરી વેપારોમાં–કૃષીકાર સોહાળો
કૃષીકાર કામણગારો (૨)
મુસાફિર કે' કૃષી પ્યારી–દુઃખીનાં તે દુઃખ હરનારો;
કૃષીકાર કામણગારો. (૨)

---

## ઉપકારી કૃષી.

(રાહ–કર્મ ગતી અતી ન્યારી.)

અહો કૃષીકાર બંધુ મ્હારા,
ઉપકારી આપ થયા ખરેરે........અહો.
કુધારા કાઢી સુધારે ભોગી,
બન્યા શ્રેષ્ઠ કૃષી થકી ખરેરે........અહો.
ધરી ઉપકારી કૃષી પોતે,
સોહે પાટીદાર તેથી ખરેરે........અહો.
પર ઉપકારી લાગે પ્યારી,
કૃષી વીણ નહિ ચેન ખરેરે........અહો.
ઉદારાત્મા ખરેખર જગે,
મુસાફિર કે' ઉપકારી ખરેરે........અહો.

---

# સુધારેલી કૃષી.

(રાહ—કાળ બળ અકળ ભૂતળપર ભાગ્યું.)

કૃષી વીણુ શું છે કામણગારૂં,
રાજા રાણાનું દુઃખ હરનારૂં;
સાધુ સન્યાસીનું ચિત્ત ઠાર્યું.......કૃષી વીણુ.
સુધર્યા પાટીદારો પોતે, સુધારી કૃષી પણ પોતે.
દુઃખડું તેમનાથી હાર્યું.......કૃષી વીણુ.
મ્હેનત મોટી છે કૃષીમાં, અઢળક વીત્ત છે પણ એમાં;
દુઃખ દરિદ્રીને આલ્યું.......કૃષી વીણુ.
બંધુ મ્હારા પ્રેમી પ્યારા, રાજા રાણા તમથી સારા;
મુસાફિર કે' જીવન કૃષીથી રઢીઆળું....કૃષી વીણુ.

—

## 'કૃષીકારની કામધેનું.'

ગઝલ.

અયે કૃષીકાર પ્યારા, ત્હમારાં કામ મ્હોટાં છે;
બન્યા છો જગ ઉપકારી, 'કૃષી કે કામધેનું છે'.
પ્રેમી ભૂમી વિષે ફરતા, જગતનાં દુઃખને હરતા;
કૃષીની જય ઉચરતા, 'કૃષી કે કામધેનું છે'.
ઇચ્છીત ભોજને જમતા, દુઃખીના દુઃખને હરતા;
સંતોષી સમતા ધરતા, 'કૃષી કે કામધેનું છે'.

ઉજાળી આત્મા પોતે, સુધારા પ્રેમથી ગોતે;
પ્રેમે ચીત બહુ લોભે, 'કૃષી કે કામધેનું છે'.
વધી વિદ્યા અને લક્ષ્મી, રહી સર્વત્ર પર રશ્મી;
દુઃખ સૌ કર્યાં ભસ્મી, 'કૃષી કે કામધેનું છે'.
અખૂટ ભંડાર મળશે, કૃષી બહુ દુઃખડાં હરશે;
કળા ઈશાની સૌ કળશે, 'કૃષી કે કામધેનું છે'.
કૃષીકાર કિર્તી મેળવશે, દયા ક્ષમા સદા ઝરશે;
કૃષીથી ઈચ્છીત મળશે, 'કૃષી કે કામધેનું છે'.
વિભુનું ધ્યાન ધરવાને, પેટ પોષણ કરવાને;
મુસાફિર કહે રળવાને, 'કૃષી કે કામધેનું છે'.

## 'મુખ્યાધિષ્ઠા કૃષીમાતા.'

(રાહ–વિષય વાત મમ માત તજીને)

એ.............................................
મુખ્યાધિષ્ઠા કૃષીમાતા સદા તેને જય તું દે,
સાભાર તેનો માની બંધુ કૃષી પ્રત્યે પ્રેમ જોડી દે;
ફીકર તેથી ટળશે પ્યારા કૃષી અમૃત સૌને દે,
રહેવા સુખે કૃષીકાર સૌ કૃષીશાસ્ત્ર તું પઢવા દે;
કૃષી થકી નીતિ બુધ્ધિ કૃષી દુઃખડાં તોડી દે,
એ..............................મુખ્યાધિષ્ઠા કૃષીમાતા.
સદા તેને જય તું દે........

## 'કૃષીકારોને કંઇક.'

કૃષીકારો કહેવાઓ સારા,
પાટીદાર દુઃખ હરનારા.
કૃષીના કામથી,
આત્મના નેમથી,
પાળો પોષો આલમ તમામ,
કુધારો કાઢી સુધર્યા તમામ.
કૃષીકારો કહેવાઓ સારા,
પાટીદાર દુઃખ હરનારા.
તનને ધનથી,
અમોલા મનથી,
કૃષી કેળવણી ઉર સ્થાપો,
મુસાફિર કહે જય સદા થાવો.

## 'વિજય પ્રાર્થના.'

### ગઝલ

આલમના આશ્રયદાતા, તમોને પ્રેમે વંદુ છું;
પુરો મનકામના વિભુ, મનમાં એજ ઇચ્છું છું.
ફના આલમની માંહી, નેહ છે પ્રેમથી પ્યારો;
વાંચી છે તમારી માળા, આર્યાવૃતના છે આધારો.

યોવન ઋષી ભલે હતા, કાર્યો કરતા કૃષીનાં;
છે પાટીદારનો બંધુ, મહાકાવ્યો ભર્યાં રસમાં.
તેજોમય માળા તમારી, માંનું પાન થશે જગમાં;
જોયો સુબોધ આ ગ્રંથે, વિજય કૃષીકારનો જગમાં.
તાંબુલ વિહારની પેઠે, ભુષણ સાહિત્યનું એ છે;
મઝા અવનવી એથી, વિજય વિજય સૌ કહે છે.
નેહી 'ભિક્ષાશી' પ્યારા, જગે જય તમ થાવો;
લાવણ્યમયી એ કાવ્યો, યશોદાનંદ સા'ય થાવો.
ગેબી અવાજે રવ થાશે, આત્મ ઉન્નતિ અમોલી હા;
છે પાટીદાર સુબોધે, પરાભક્તિ અમોલી હા.
ભાઈ શું વિનવું તમને, શેષ મુસાફિર કહે છે;
ઈશ મહેશ તમ સહાયે, જય મુસાફિર. ઉચરે છે.

---

## ભારતમાં સૂર્યોદય.

(લેખક–બાલકવિ જામનગર.)

મંદાક્રાંતા.

થાયે છે આ ઉદય રવિનો પૂર્વમાં પૂર્ણ તેજે,
જાગો જૂઓ ભરતભૂમિના બાલ ઉદ્યોગ કાજે,
ગાઢા ઘાટા લય તિમિરનો થઈ પ્રકાશી પ્રભા આ
છોડી ઊઠો વિષમ નરતી નિંદને મેળવો વા—૧

વીતી ગઈ છે સકલ રજની મોહની તો પછી કાં ?
સૂતા તાણી છવ્વીશ ગજની સોડ અજ્ઞાનની આ
ઉઠો જુઓ શુધ ગગનમાં લાલિમા છે છવાઈ,
ગાઓ ગાઓ પરમ પ્રભુના ગૂણને નિત્ય ભાઈ—૨

સૂતાં સૂતાં નવલ ઉમદા વખ્ત ખોયો પલંગે,
આજે કાલે કરિશું કરતાં દાટ વાળ્યો ઉદ્યોગનો વિલંબે,
ટાળી આ સૌ ઢિલપ કરવા ઉદ્યમી બંધુ જાગો
વર્ષા તાપો શિત દિવસ બધા સેહવા શક્તિ માગો—૩

ખોલો ચક્ષૂ દુખદ અતિ આ નિંદને તો પિછાનો,
આલસ્યેથી ખચિત ન રહ્યો અન્નનો એક દાણો,
એવી નિદ્રા અરર ગણુતાં પ્રીતિનું પાત્ર લાજો,
ચેતો ચેતો સમય હજુ છે આદરો ઉદ્યોગ કાજો—૪

છે સૌ ફાંફાં સકલ સમજો વ્યર્થ વાચાલતાથી,
જેથી સાધો વિમલ તનની ઉન્નતિ શીઘ્રતાથી,
છોડી સ્વાર્થો સરલ દિશના ઉદ્યમો સૌ વધારો,
દેશોન્નતિ મહિં સુહિતના 'બાલ' માર્ગો સુધારો—૫



# તમાકૂદેવીનું સામ્રાજ્ય.

પ્રયોજક-'બાલકવિ' જામનગર.

કવ્વાલિ.

અમલ છે આકરો મ્હારો સહુને પ્રાણથી પ્રિય છું,
નાતજાતે ન જુદારો કલીની દિવ્ય દેવી હું,
ગણાયે પૂર્ણ વિદ્વાનો ધર્મમાં ચુસ્ત જે પૂરા,
ન તજતા તે બિચારાઓ માહરા પ્રેમમાં શૂરા—૧

કવી કે લેખકો મૂજને જરા પણ દૂર નવ કરતા,
સપાટો દઈ પ્રિતે નાકે કાવ્ય લખવા કરે ધરતા,
ટીનની દાબડી રૂડી ચમકતી કાચ રંગેથી,
રૂપાની બનાવિને તેમાં ભરે મુજને ઉમંગેથી—૨

કેવડો કે ગુલાબીનો સુગંધી પટ દઇ પ્રેમે,
ટેસથી ચપટી લઈ નાકે ધરે રૂમાલને નેમે,
વળી કોઈ લઈ હથેલીમાં ચુનો ભેળી ચુરો કરતા,
ટાપલી ત્રણ લગાડી મ્હો વિકાસીને મહી ભરતા—૩

કરે થૂ થૂ ઘડી પહોરે છતાં મુજને ન છોડિ શકે,
પાનની સાથમાં ભેળે વધારે ટેસ જેથી ટકે,
કઈ તો ગોળને ભેળી મસાલાયેથી રગદોળી,
ચલમ ભરી જોસથી ખેંચે થવા હૈયા તણી હોળી—૪

હનૂમત પુચ્છના જેવી લાંબી ન્હેં રાખિ બહુ જબરી,

ગડગડાવે પલંગેથી હુકો મન આણિ મગરૂરી,
પલ આસોંદરાના કે ટીંબરૂના લઈ પ્રિતે,
મને પધરાવી તે માંહી વાળી થાતા ખુશી ચીતે—૫

કાંડિ સળગાવી મુજ બાળે પ્રથમ મુજ ભક્ત લઇ હાથે,
છતાં હું ટેસને આપૂં હૃદયમાં રાખની સાથે,
ગોળિયો વાળિને સેવે આણિને મોદ બહુ મનમાં,
પાતરાંની ચિરૂટ ફૂંકે ગણાતા જે સુધારકમાં—૬

સહૂ પીએ સુંઘે ચાવે બધે સ્થળ માહરી વસ્તી,
પુરૂષની શી કથા જ્યાંહે સ્રીયો પણ દાંતપર ઘસતી,
ઘસે તેના જુઓ દંતો ખાય તેના ખુણા ન્યાળો,
સૂંઘતાના જુઓ કપડાં ફૂંકતાનો હૃદયમાળો—૭

ભરે મુખ નાક દુર્ગંધે દાંત કોહાય પણ છોને,
ભલે છાતી બળી જાતી મુકે નવ ભક્ત કદિ મુજને,
જૈન તીર્થંકરો પૂજે શાક્ત દેવી ભજે પ્રીતે,
મુસલમાનો કહે અલ્લા શૈવ શંકર સ્તવે ચીતે—૮

વૈષ્ણવો વિષ્ણુને ભજતા ઈશૂને ખ્રિસ્તિઓ સ્મરતા,
સહૂ નિજ પંથથી અળગા કદી પણ નાહિં વિચરતા,
એક ધર્મી નહી માને બિજાનૂં તત્વ પ્રાણાન્તે,
ધર્મભેદો ન મુજ પાસે અજબ સત્તા મહારી છે—૯

ભેદ નવ ભક્તમાં મારે રૂડી અદ્વૈતતા શી આ ?

ગણે છે સેવ્ય પય મારો વદીને ધન્ય મુજ વાવા
પુરૂષ સ્ત્રી મુર્ખ કે ડાહ્યો ગરિબ કે દ્રવ્યનો દરિયો,
'બાલ' યુવાન ને વૃદ્ધો સંઘ મુજ પ્રેમથી ભરિયો—૧૦

## ભરતભૂમી.

( પ્રયોજક-બાલકવિ જામનગર.)

નિર્મળ નભજળ લહરીમાંથી,
પ્રજ્વલિત તમગ્રસ્ત મેદિની,
પ્રગટ થઈ તૂં ભારત જનની!
દિવ્ય દિપ્તી શું દિનની?— ૧
ઉપજ્યો ત્યારે વિશ્વે કલરવ,
ભક્તિભાવ પણ પ્રગટ્યો અભિનવ,
ઉદ્દગમથી તુજ હર્ષ વધ્યો બહુ
સકલ જીવ જંતૂમાં— ૨
તારી જ્યોતિ થકિ એ સમયે,
કૃષ્ણ રાત્રિનું પ્રભાત થાયે,
દીનધરા ચડી ઊર્ધ્વ ગતીએ,
ઉત્સવ શિખરે ઊંચે— ૩
સ્થિરચર વદતા 'ઓ જગજનનિ!
જગધ્યાત્રિ તૂં જગત્તારિણી,

જય જય પ્રિય ઓ મંગલરૂપિણી,
જગપાવનિ મા ભારતભૂ— ૪

માત તમારા ચરણુ સ્પર્શથી,
ડોલે ધરણી અતિ હર્ષથી,,
પ્રેમ ગીત ગાયે અંતરથી,
જગમોહિની મા તારાં— ૫

ગગન વ્યોમ બનિ નૃત્ય કરે છે,
ઉપર ઈન્દુ રવિ નિત્ય ફરે છે,
મુગ્ધ ઉદધિ આ ચરણે પડિને,
ધિર ગંભીર ગર્જે છે— ૬

શુભ્ર ફીણનો દિવ્ય મુગટ ધરિ,
અંગ છુપાવે સાગર લહરી.
મુક્તાહાર હૃદયપર રાજે,
સિંધૂ ગંગા યમૂના— ૭

નિર્જલ તપ્ત મરૂભુમીમાં,
ભીષણુ રૂપ તણી નવ સીમા,
શ્યામલ સુંદર રૂપ કોઈ સ્થળ-
જોઈ જગત હસે છે— ૮

---

(બંગકવિ દ્વિજેંદ્રલાલ રૉયની કવિતાપરથી સૂચિત. ભૈરવીની લયમાં ગવાય છે.)

પ્રબલ પવન વન માંહિ વહેતો,
અવિશ્રાંત ગર્જના કરંતો,
કોકિલ ગાનથી મિશ્રિત થાતો,
તમ ચરણો મા સેવે— ૯
પ્રેમ શાન્તિ તમ હૃદયે વસતી,
કંઠ માંહિ ચિર શુભ અભયોક્તી,
હસ્ત કમળમાં અન્નની સ્ફૂર્તી,
ચરણે મુક્તિ વસે છે— ૧૦
કાલું બાલુડું ઘેલૂં તારૂં,
નિરખિ તને મન રમતૂં મારૂં,
અખિલ વિશ્વની ધન્ય તું માતા !
અહો ભાગ્ય 'બાલ' તણા— ૧૧

---

## બાળલગ્ન.

લેખક-**'ભીક્ષાશી' નીજરીયા.**

વસંતતિલકા.

જ્યાં બાળમાં મનુષતત્વ નથી છવાયૂં,
ત્યાં લગ્નગીત ગૃહિણી મુખથી ગવાયૂં,
શૂં ઢિંગલા ઢિંગલી લગ્ન મહીં તણાયે ?
રે ! જ્ઞાનવાન ક્યમ અંધ થતા જણાયે ?—૧
ઉંડો નહીં પ્રણયભાવ હૃદયે સ્ફુરાયો,

ત્યાં બાળલગ્ન થકિ કૂરૂઢિમાં પુરાયો,
વિદ્યા ભણાય ન વિદ્દેશ જવાય તેમ,
એને વળેથી નીકળાય પછીથી કેમ?—૨
ના વીર્ય પુષ્ટ પરિપકવ થયૂં પતીનૂં,
ના ગર્ભ–ગ્રાહ્ય રજ છે જરિએ સતીનૂં,
સંસારસૂખ તણી ત્યાં ઉપજાવી રીતી,
સંતાન નિર્બળ થવાની ન ધરે ભીતી—૩
બાળા યુવાન થતી ષોડશ વર્ષ થાતાં,
પૂરૂષ યૂવક બને વિશ વર્ષ જાતાં,
ટાળી વિચાર વયના કરતાં કજોડાં,
કૂસંપ દંપતિ મહિ વધી ખાય જોડા—૪
વ્યાધી થકી પતિ જતો સ્વર્ગે બિચારો,
સંસાર સ્વર્ગ સમ તે પછિ થાય ખારો,
રે! બાળકી તણી દયા કંઇ દીલ ધારો,
'ભીલાશી' ભણે લગ્ન રીત હવે સુધારો—૫

## જ્ઞાતિ સુધારો.

### શિખરિણી.

ગયા ક્યાં જ્ઞાતીના ઉદયકર ભાનૂ હરિ અરે!
ખરા સ્વાર્થત્યાગી તનમનથી જ્ઞાતી હિત કરે,
નથી જ્ઞાતી ચિંતા અરર દિસતી કાંઇ મનમાં,

વૃથા ડોળે ફૂલી ભ્રમણુ કરતા ઉચ્ચ જનમાં—૧

કરાવે લાખોનૂં ખરચ મૃતનારે જમણુમાં,
મરે પાઇ દેતાં વિમલપથ વિદ્યારમણુમાં,
થતા પૈસા પાણી ક્ષણુ ઉદર-તૃપ્તી મહિં અરે !
પછી રોવે બાળો કરજ થકિ દુઃખી થઇ ખરે—૨

ઉમંગે લગ્નો મહિં પણુ રૂઢી એજ પળતી,
વળી દારૂખાના મહિં પણુ ન હે ખર્ચ ગણુતી,
જુદા નામો માટે ધન ખરચી ખર્ચાવિ દુખીયા,
થતા જ્ઞાતીશેઠો કમઅક્કલની કેવી સ્થિતિ આ ?—૩

ત્યજી મિથ્યા રીતી હદ કંઇ કરો દ્રવ્યવ્યયની,
ઘડો ધારા સારા ધ્વનિ પ્રગટશે જેથી જયની,
દિયો સ્કોલર્શીપો શિશુ સકલ વિદ્યાન્વિત કરો,
કલાકૌશલ્યોથી વિપુલ ધન શાન્તી યશ વરો—૪

સુધારો જ્ઞાતીને તનમનથી અગ્રેસર સહૂ,
વધારો વિદ્યાની વિમલ સુખવેલી જન બહૂ,
'ભીલાશી' માગી શીખો નથી હિણુપ એ બાલ જરિએ,
સદઉદ્યોગે નીતી થકિ વિષમ આ સિંધુ તરિએ—૫



# કન્યાવિક્રય.

ગઝલ.

સ્વાર્થની ના રહી સીમા કલીનૂં જોર બહુ જામ્યૂં,
પેટના બાળ વેચાણે જરી ના દીલ દુખ પામ્યૂં,
પાળિ પોશી ઉછેરો શૂં બાળકી વેચવા માટે?
અધિક કિંમત શું પૈસાની અરે રે છે કન્યાને સાટે
દ્રવ્યના તેજમાં અંધા બની શું બાળકી આપો,
ત્યજી વાત્સલ્યતા પાપી બની કન્યા ગળૂં કાપો,
જુઓ ના સ્વાર્થના સાધૂ કષ્ટ શું બાળકી માથે,
નથી કયમ હૃદય ચીરાતૂં મિંઢળ બાંધો મડા હાથે
બીબી ઘરજોગ થાયે ત્યાં મિયાં તો ઘોરમાં પો'ચે,
પછી બાળા બિચારી મુકી નિશ્વાસને રોશે,
નવલ શુધ બુધ્ધિની બાળા બાપનૂં માગણૂં દેવા,
મુંગે મોઢે થતી તૈયાર દુખને કષ્ટ સહુ સહેવા
ક્રૂરે કન્યા તણે નાણે પ્રથમ તો રોજ મદમાતા,
'ભીલાશી' કહે આખરે એ તો નર્કના કુંડમાં જાતા
દીકરીના લઇ નાણા બન્યો ધનવાન ના કોઇ,
દુષ્ટતા જગતમાં છાઇ અક્કલને આબરૂ ખોઇ,
લિયો ના દ્રવ્ય કન્યાનું હળાહળ ઝેર એ જાણો,
બાલ ના વેચવા કાજે સંતતી સૌખ્ય પરમાણે

---

# ખેતી વિશે.

## મનહર છંદ.

ઉદ્યોગી પાસે પૈસો અચૂક ખેંચાઈ આવે,
કહેણી એ જગજન માંહી તો વિદીત છે,
ઉદ્યોગમાં ઉંચી ખેતી મધ્યમ વેપાર ગણ્યો,
નફ્ટ નોકરી એ પરાધીનને નિંદીત છે;
સર્વ ઉદ્યોગની હોય કમાણીની હદ્દ કાંઈ,
ખેતીની કમાણી અણધારી ને અમૂલ છે,
એક કણ બીજમાંથી મેળવે હજાર ગાણું,
ખેતી હાથ ધરે તેનું દૈવ અનૂકૂળ છે—૧
રાજ કેરા ખજાનાનો આધાર ખેતીનીપર
રાજકાર્યવાહી પણ તેથી લાભ પામતા,
વેપારીના વેપારનો આધાર ખેતીનીપર,
બ્રાહ્મણ ભિક્ષુક બાવા ખેડુતને ચાહતા:
પશૂનો નિર્વાહ પણ ખેતીની ઉપર જાણો,
કડબ પરાળ ખાઈ ગાયો દૂધ આપતી,
પંખી ઉડે આનંદથી પાકના ખેતરપર,
જીવજંતુમાત્ર માંહી ખેતી શાંન્તિ સ્થાપતી—૨
રાખે નવ આશ કૃષીકાર અન્ય કોઈ તણી,

પ્રભુ તણી કૃતીનાં એ મેઘને ચહે સદા,
બાકી માંડી રાજા થકી રંક સુધી સર્વ પ્રાણી,
ઉપભોગ ખેડુતના શ્રમનો લહે સદા;
કીડીથી કુંજર સુધી અન્નપર નભે સહુ,
અન્નદાતા ખેતી એક સાધન સૃજેલ છે,
માટે કરો ખંત થકી ખેતી પાટીદાર પ્યારા,
દુનિયાની દોલતનું સાધન સહેલ જે—૩

સર્વ કહે પ્રીતે રત્નભૂમી ભારતને,
વીઘ્નોનડયાં અનેક છતાં સમૃદ્ધીતણી નહીં મણા,
સોનાં અને મોતી કેરી પેદાશ જૂજ પ્રમાણમાં,
તોય રહી સારી સ્થિતિ કૃપા એ ખેતી તણી;
એવી પાકવાળી ભૂમીમાતની ન સ્હાય માગી,
પૈસો પેદા કરવાને ફાંફાં ફોક મારતા,
'ભીલાશી' કહે બાલ કૃષીકાર કાં નથી થતા ?—૪

## બ્રહ્મચર્યની શ્રેષ્ટતા.

વસંતતિલકા.

જે દેહની જીવનદોરી ગણાય ખાસ,
જેના સુખપાલનથી વ્યાધિય ન દે ત્રાસ,

જે વીર્યરક્ષણુ તણો શુભ માર્ગ સારો,
કાં બ્રહ્મચર્ય તણું પાલન ના સ્વિકારો ?— ૧
જે માંહિ વીર્ય પરિપક્વ સશક્ત હોયે,
ચિંતા કમી કદિક અન્ન મળે ન તોયે,
'જાતે નર્યાં પ્રથમ એ સુખ' તેજ ભોગે,
છે બ્રહ્મચર્ય વ્રતી તે ન પિડાય રોગે— ૨
પાળે પુરૂષ વય વીસ સુધી પ્રિતેથી,
બાળ સુવર્ષ નકી સોળ સુધી ચીતેથી;
એ બ્રહ્મચર્યવર્ત્તી દંપત્તિ વીર્યવાન,
તેની સુસંતતિ થતી અતિ ગૂણવાન— ૩
પર્વાન પાકશુદ્ધિ સેવન શક્તિ કાજે,
અષ્ટાંગ બ્રહ્મચર્ય એ થકિ જેહુ રાજે,
તે કાર્ય સિધ્ધ કરતો અનેક કેરાં,
આવે ભલે અતીવ સંકટ કૈં અનેરાં— ૪
થાવા સુરક્ષણુ સુવીર્યનું ચીત્ત ધારો,
રે ! બાળલગ્ન કુરિતી સમુળી વિદારો,
છે બ્રહ્મચર્ય થકી બાલ સુલાભ સારા,
'ભીલાશી'એ કહ્યા કંઈક આ શુભ કાવ્યદ્વારા— ૫



# ચંડાળ પીતા,

## અને

# એક દુઃખી બાળાનું વૃતાંન્ત.

### (હરિગીત.)

રજની તણી શી ગાઢ નીંદ્રા, આમ અહિં લેવાય છે,
પ્યારા પતીની શોધમાં, બાળા બહુ ગભરાય છે;
પીયુ પીયુ નાં જાય મુખે, નાથ રટતી તે ઉભી,
જાણે પપૈયે વન ગજાવ્યું, ત્યમ બહુ વ્યાકુળ થઈ. ૧
શશિ કાજ પક્ષિ ચકોર જ્યમ, ઝૂરી પડી રીબી મરે,
બાળા અભાગિની તહિં, પિયુ મુખ જોઇ ટળવળે;
જુવારના ખેતર તણાં, રખવાળ થઇ પોઢી રહ્યા,
ઉઠો પતી ભોજન કરો, ભાથા અહિં રવડી રહ્યા. ૨
ભોળી બીચારી બાળ શું, જોયે ઉઘાડી આંખડી,
નીશ્વાસ દેતી કર્મને, ધ્રુજે અતિ બની બ્હાવરી;
કાયાપિંજર સૂનું કરી, ઉડી ગયો છે હંસલો,
રે દૈવ! ત્હારી શી ગતી, નહિ અખંડ હસ્તે ચૂડલો. ૩
પગ પછાડે કેશ તોડે, ચીર ચારી ઉડાડતી,
દૂષ્ટ ખુની માત પીતાને, ગાળ ભૂંડી ભાખતી;
આકાશથી વીજળી પડે, તે ત્યમ બાળા ત્યાં ઢળી,
મૂર્છાંગ દુઃખી બાળની, આવી ગતિ ત્યાં તો થઈ. ૪

એવે અઘોરી કૃત્યનો, ચંડાળ ત્યાં આવી ચઢયો,
મૃત પતિ તણી જણુશો લુટી, બાળા કને આવી ઉભો;
ડોળા બતાવે વ્યાઘ્ર સમ, અતિ શબ્દ બોલે આકરા,
આભૂષણો ઊતારને, ભાંગુ નીકર તુજ હાડકાં. ૫
બાળા સમય આધિન બની, આપ્યાં ઘરેણાં હાથમાં,
લઇ ગાંઠ બાંધી દુષ્ટ એ, બીધો નહીં તે પાપમાં;
તે ગાંઠ મૂકી દૂર બાળા, અંગ પર તે તો ધસ્યો,
રૂદન કરે બહુ કરગરે, નહિ તે જરી મનથી ડર્યો. ૬
ગભરાતી બાળા જે નજીક, સરિતા મહિ કૂદી પડી,
"રે માત! હું ભુલી, લઈ જા જહાં મ્હારા પતી,
પીતા રઘુજી મહારા, માતા યશોદા પાપણી,"
"ચંડાળ કૃત્યથી હજો? રૈરવ નર્ક માંહે પડી." ૭
રઘુજી તણો રવ સાંભળી, ચંડાળ મહિ કુદી પડયો;
બાળા ઉગારી બૂડતીને, બાહર કાઢી લાવીઓ,
ચરણે પડી રૂદન કરે, કર માફ પુત્રી માંહરી,
"પીતા કસાઈ તાહરો, સનમુખ ઉભો તાહારી." ૮
"પીતા અરે શા હાલ તુજ! માતા મહારી કયાં ગઈ,"
"રે પુત્રી! કૃત્ય અઘોરની, જ્વાળા બની તે તો ગઇ;"
"જર કાજ પુત્રી મેં વરાવી, વૃધ્ધ સાથે ન પારથી."
"ઘરબાર સહુ રઝળી ગયાં, ચાલી ગયું સૌ પાસથી." ૯
શિલ ઉપર શિશ પછાડી, જીવન ઘાતક તે બન્યો,

'જેવી મતી તેવી ગતી,' ઊદ્‌ગાર હાય તણો રહયો;
રૂદન કરતી બાળા રહિ, કાષ્ટ બહુ ભેગાં કરી,
ચીતા રચી પતિ સબ ધરી, કરી અગ્નિદાહ ઉભી રહિ. ૧૦
" સંબોધિ જ્વાળાને કહે, થોભો પિયુ આવું જરી,
" શું ભાગિની-વ-અભાગિની ? બની પતી સંગે સંચરી;"
પાપી પીતા તુજ શબને, અહિ કાગ કીડા ખાય છે,
તહિ યમના દરબારમાં, પાપી કીડા ગભરાય છે. ૧૧

---

## બાળલગ્નની બલા
### અને
## કન્યાવિક્રયના કેર.

નિજ બાળ નાનું પારણે હજુ હોય હરનિશ ઝુલતું,
ખાતાં-પીતાં ન આવડે વળી વાણી શુધ્ધ ન બોલતું.
મા બાપ લેવાં લ્હાણાં ઝટ વેવાઈમાં વાતો કરે !
ધરી લાકડે બસ માંકડું નિજ બાળનું સુખ સૌ હરે ! !-૧
'સમજે ન શું સંસાર ?' એવા બાળને પરણાવતા,
રૂપ-ગુણ-શીલ પરખ્યા વિના અહા ! કૈંકનો ભવ બાળતા.
ધિક્કાર એ મા બાપને જે બાળલગ્નો આદરે !
બંધન રૂઢિનું કાપવા કયમ કોઈ હિંમત ના કરે ?-૨
બહુ પાયમાલી બાળલગ્નની જોઈ દિલ દુઃખી થાય છે !
સદ્‌જ્ઞાન ને વિદ્યા તણું મ્હોટું મીંડું મૂકાય છે ! !

વય જેમ વધતું જાય ત્યમં ભરવા ઉદર અકળાય છે.
ચિંતા વધે ચિત્તમાં શરીરનું હીર પણ બળી જાય છે!—૩

વિક્રય વધ્યો બહુ બાળકીનો હિન્દુના સંસારમાં,
તેથી ઘરેઘર લગ્ન બાળકનાં બને વ્યવહારમાં.
વર વરસ પંચોતેરનો ને હોય વહુ દશ-બારની!
અથવા યુવતી વય વીશનું ને કંથ ઉમ્મર તેરની!!—૪

બંધાઇ રૂઢીનાં બંધને આવાં કજોડાં જ્યાં કરે
સંસાર રથ સમ ચક્ર વિણ ત્યાં કેમ સહેજે સંચરે?
નીતિ ન સમજે પ્રેમની વર-વહુ નિસાસા નાંખતાં
ફારસ જુઓ! જન રૂઢિને તજતાં ન દુઃખ પામે છતાં!—૫

મન મિત્રતા વિણ કંથ કલેશે આત્મહત્યા આદરે!
અથવા કરી અતિ ક્રોધ કામિની કૂપમાં જઇને પડે!!
પછી પોક મૂકે દુઃખથી મા બાપ એ નરનારનાં,
નજરે નિહાળ્યાં ચિત્ર એવાં કૈંક આ સંસારનાં—૬

લઈ દામ દીકરીના જીવે પણ પેટ નિજ નવ ફોડતા!
કુળ મોટપે મોહી અધમજન બાળકી બસ વેચતા!
'લીલામ' રે! નિજ પુત્રીનું એ ધર્મ કહો કયાંનો હશે?
શી રીત એવા રાક્ષસોનો પાપથી છૂટકો થશે?—૭



# જ્ઞાતિ વરા.

( ભુજંગી )

કરૂં વિનતિ જ્ઞાતિબન્ધુ ! વિલોકો,
અરે ! લક્ષ્મીને પાણીમાં કેમ ફેંકો ?
થશે દંભ ને ડોળથી શું સુધારો ?
વરાનો તમે ત્યાગો સર્વ કુધારો !—૧
નથી લાભ મ્હોટા વરાઓ કર્યાથી,
નથી લાભ પુલાઇને બહુ ફર્યાથી;
સદા વિનતિ ઊરમાં આ ઉતારો.
વરાનો તમે સર્વ ત્યાગો કુધારો !—૨
બધું નાણું નક્કી વરામાં જવાથી,
થશે દુઃખ ભંડાર ખાલી થવાથી.
પછી કષ્ટનો આવશે કેમ આરો ?
વરાનો તમે સર્વ ત્યાગો કુધારો !—૩
જનો બોલશે 'વાહ' બે દિન સાથે;
પરંતુ પીડા આવશે એક માથે.
અરે ! તેથી સૌ ગર્વ છોડો નઠારો.
વરાનો તમે સર્વ ત્યાગો કુધારો !—૪
નહિ દુઃખમાં સહાય કો થાય ભાઈ !
અહિં પૃથ્વીમાં સ્વાર્થની છે સગાઈ !

ખસે પાણી ત્યાં મચ્છ છોડે કિનારો.
વરાનો તમે સર્વ ત્યાગો કુધારો !—૫
ભણાવો તમે બાળને હોંશ આણી,
કરો નહિં કદી દ્રવ્યની ધૂળધાણી
સજો શ્રેષ્ટ થાવા તણા કૈં વિચારો.
વરાનો તમે સર્વ ત્યાગો કુધારો !—૬
ચહો સુખ સંસારનું સર્વદા જો,
જુના કૈંક છોડો રિવાજો તમે તો
કરો જ્ઞાતિમાં અન્ય સારો સુધારો.
વરાનો તમે સર્વ ત્યાગો કુધારો !—૭
ખરી પાયમાલી બને છે વરામાં,
જનો ખૂબ પસ્તાય અંતે જરામાં !
બધી રીત એ વેદનાની વિદારો.
વરાનો તમે સર્વ ત્યાગો કુધારો !—૮
ઘણો કેર થાતો દીઠો એ કુધારે;
છતાં લોક અજ્ઞાની તેને વધારે.
હજુ ચેતશો તોય છે લાભ સારો.
વરાનો તમે સર્વ ત્યાગો કુધારો !—૯

# સંપ.

(માલિની છંદ.)

(૧)

ઘર ઘર બસ આજે કલેશ કેવો દીસે છે?
દિન દિન સુખ–શાંતિ આપણી સૌ ખસે છે.
નહિ જરી નજરે હા! આવતો સંપ સારો
સુજન સહુ અરેરે! ચિત્તમાં શું ન ધારો?

(૨)

નિજ સુખ અભિલાષે કલેશ કુડા કરો શું?
કપટ કરી સદા સૌ દ્રવ્યને મેળવો શું?
ધન ધન કરી ભાઇ! પ્રેમ નાણું વધારો.
પણ નિજ સીરતણાં કષ્ટ રે! ના વિદારો.

(૩)

જગતમહિં વિલોકયું સ્વાર્થની સૌ સગાઇ.
નહિ વળી કદી ઇચ્છે ભાઇનું શ્રેય ભાઇ.
કલહ કરી સદા જો બીજ રોપો નઠારૂં.
કયમ ફળ પછી પામો શાંતિને આપનારૂં?

(૪)

તન, મન, ધન કો' દિ જ્ઞાતિ માટે ન ધાર્યું.
ગરિબ જન તણું ના દુઃખ કાંઇ વિદાર્યું.

અધમ બની ફરો સૌ કેમ બન્ધુ અમારા?
રજ પણ ટળશે ના ક્લેશ તેથી તમારા.

(૫)

પ્રતિદિન સુખ પામે સંપ સામ્રાજ્ય જ્યાં છે.
ધનિક પણ કુસંપે ભીખ માગે અરેરે!
જરૂર સમજી સેવો સંપ સૌ પાટીદારો!
કુટિલ કલહ ત્યાગી આત્મદુઃખો નિવારો.

(૬)

ગર્વ તજી ગૃહે સૌ સ્થાપજો સંપ સારો.
નહિ કદી બસ તૂટે કાષ્ટનો કો'થી ભારો.
મદદ દીનજનોને આપતાં દુઃખ જાશે!
ઈશ પરમ દયાળુ સર્વથા રાજી થાશે!!

---

## ખેડૂત બેઠો માળમાં.

લેખક—"પાણુ"

માળો બનાવ્યો રાઢનો, ગોફણ ભુંડી છે હાથમાં;
ટાંપી રહેતો ચો ભણી, "ખેડત બેઠો માળમાં."
દ્દુકાળિઆ પંખી તણાં, ટોળાં પડે જૂવારમાં;
હો, હો, કહી ઉરાડતો, "ખેડૂત બેઠો માળમાં."
ગોફણ ગોળો ફેંકતો, પંખી તહિં ઉડી જતાં;

તોપણ નહિં કંટાળતો, "ખેડૂત બેઠો માળમાં"
શી, લાવણી લલકારતો, ગાતો પદો ધીરા તણાં;
ઉદ્યોગમાં નિરોગમાં, "ખેડૂત બેઠો માળમાં."
શમી પડી ઘેરે ગયો, ભોજન કરી પાછો વળ્યો;
રખવાળ શેરડીનો બની, "ખેડૂત બેઠો માળમાં"
શીયાળવાં આવી ઘણાં, ખેતર માંહે ઘૂમતા;
રસથી ભરી ખાતાં છતાં, "ખેડૂત બેઠો માળમાં."
તોપણ નગૂરાં તે બની, "હુકી" કહી પોકારતાં;
કરડાક ભાંગે તે સુણે, "ખેડૂત બેઠો માળમાં."
ગોફણ વળી શૂં ફેંકતો, લૂચ્ચાં મહિં છુપઇ જતાં;
રવ કર્ણ ધારી સૂણતો, "ખેડૂત બેઠો માળમાં."
વળી સગાં અને લેણદારી બાકી સહુ લુંટી જતાં;
આચન્દ્ર—અતિ ઉદ્યોગથી, "ખેડૂત બેઠો માળમાં."

## રવિ કિરણો પ્રકાશે છે.

(કવ્વાલી.)

લીધી મીઠી ઘણી નીંદ્રા, ઉઘાડી આંખ જો બંદા;
થયા છે તારાઓ મંદા, "રવિ કિરણો પ્રકાશે છે."
હતાં જે રાત્રે અજવાળા, પ્રભાતે તે થયાં કાળા;
હવે તો પ્રેમની શાળા, "રવિ કિરણો પ્રકાશે છે."

બન્યા કંઈ પ્રેમના વાજા, બન્યા કંઈ પ્રેમના રાજા;
છુટયાં તારો હવે જાઝા, "રવિ કિરણો પ્રકાશે છે."
ઊડે નોબતના ડંકા, ઊડે છે પ્રેમના ઝુંડા;
ભિરૂ માપી જતા વંઝા, "રવિ કિરણો પ્રકાશે છે."
બન્યા સુરા કંઈ ધીરા, કુધારા કાપના ફૂડા;
રણે ફલ ચાખતાં રૂડા, "રવિ કિરણો પ્રકાશે છે."
કંઈ બારોટ ભિરૂને, સુરા છંદો સુણાવે છે;
ફાટી કાયર સુરા કાજે, "રવિ કિરણો પ્રકાશે છે."

---

## ગુજરાતીઓનું રાષ્ટ્રગીત.

( લેખક–ધીરજ. )

ગુજરાતીઓ ! ગુજરાતીઓ ! બસ સૌ અમે ગુજરાતીઓ !
ગુજરાત કેરા વત્નીઓ સર્વે ગણાય છે સૌ ગુજરાતીઓ !
બ્રાહ્મણ, વણિક, રજપૂત શુદ્રો સર્વ બસ ગુજરાતીઓ !
નહિ નીચ કે નહિ ઉચ્ચ કો સરખા અમે ગુજરાતીઓ !
ધરી પ્રેમ તજીને વહેમ બહુ ઉન્નત બની ગુજરાતીઓ !
ઉચ્ચારીએ યશ ગુજરાતીઓનો સર્વત્ર સૌ ગુજરાતીઓ !
જડવાદ, મિથ્યા ગર્વ, ઈર્ષ્યા સર્વ તજી ગુજરાતીઓ !
હસ્તમાં હસ્ત મેળવી સુખ માણો ગુજરાતીઓ !

---

# ગયા તે શું સદા માટે?

અમૂલાં રત્ન ભારતનાં ગયાં તે શું સદા માટે?
અટળ શ્રદ્ધા અને સુરખી ગયાં તે શું સદા માટે?
ધરા ધ્રુજાવનારાઓ, જગતને જીતનારાઓ;
ગયા કૈં રાવ-રાણાઓ, ગયા તે શું સદા માટે?

દુવાઈ ઇચ્છનારાઓ, પ્રણયમાં મ્હાલનારાઓ;
ભલાઈ રાખનારાઓ, ગયા તે શું સદા માટે?
ખલકમાં ખેલનારાઓ, ફકીરી વ્હોરનારાઓ;
ખુદાને ખોળનારાઓ, ગયા તે શું સદા માટે?
ફિકરને ફેંકનારાઓ, દખલના ટાળનારાઓ;
સદા મગ્ન થનારાઓ, ગયા તે શું સદા માટે?

કરણ સમ દાન કરનારા, પ્રજાનું કષ્ટ હરનારા;
જહાંમાં કીર્તિ વરનારા, ગયા તે શું સદા માટે?
કીધાં રણમાં અજબ કામો, અને જગમાં અમર નામો;
અરે! એ ગયા તે શું સદા માટે?
સીતા સમ કૈં સતી નારી, શિયળમાં ધૈર્ય ધરનારી;
ધનંજય સમ ધનુર્ધારી, ગયા તે શું સદા માટે?
અડગ આબિદ હનુમન્તા, રણાંગણમાં વિજયવન્તા;
વળી નર કૈંક ધનવન્તા; ગયા તે શું સદા માટે?
અભેદે જે વિચરનારા, અલખની ધુન જગવનારા;

ઋષિવર મહેર કરનારા, ગયા તે શું સદા માટે ?
ધરીને ધર્મની ધુરા, મહા મુર્શિદ હતા શુરા;
અરે ! એ સૌ, ગયા તે શું સદા માટે ?

## નિશ્ચયાત્મક–સ્વરૂપ.

ગરબી.

જગતના પટપરથી શોધો નાથ જે તમારોરે
નાથ જે તમારો–સૌને જગત તારણહારોરે.
(સાખી) જગતપટ દૃષ્ટે ધરો (ને) જુવો શિવપુર ધામ.
અંતરપટ ઊકેલીને (ને) ઘટ ભાળો આતમારામ.
બાહ્ય ભાવે ભૂલ્યા સઘળા કરી તારો મારોરે. જગતના. ૨
(સાખી) સૃષ્ટી માયારૂપ છે તજો ન આપો ધ્યાન.
સ્થિર સમ ચિત્તને ધ્યાવતાં–ભૂલાય ભ્રાંતિ તમામ.
ભૂલ ભ્રમ ! શત્રુ તારો પાસનાવે વિચારોરે. જગતના. ૩
(સાખી) ગ્રહણ કરવા શીવપદ જ–ગત જગતજ માન.
આવરણ એ બદલાંવતાં પ્રગટે નિજરૂપ ભાન.
ધરીને વિચાર સારો તરે દુઃખિયારોરે. જગતના. ૪
(સાખી) તરીવરીયા આ પંથથી શીવરમણીની માળ.
વરવા પ્રેમે શોધપતિ હસ્ત ધરીને થાળ.
યોગ્યા યોગ્ય શોધનારી–કંથ આનંદકારોરે. જગતના. ૫

(સાખી) હસે વસે આ લોકમાં શોક નીચ પક્ષપાય.
હર્ષ-શોક નિવારતાં સતી ભાળે ક્ષણમાંહ્ય.
જોઇ લે મન મગ્ને "પુનસી" વરસે અમૃતધારોરે. જગતના

ધુલીઆ એકાંતભૂવન | **પુનસી અર્જુન.**

---

## મનોપદેશ.

### અનિત્ય-જગકૃતિ.

સોરઠ (વારી જાઉં રે સાંવરિયા.)

મરી જાવું છે ધનમાલ મેલી અહીં આખરેરે.
અહીં આખરે રે-સુવું સાથરે રે. મરી જાવું છે. ૧
મોહ મદિરા પી બની મસ્ત,
અંતે નિશ્ચે થાવું અસ્તજ.
છાંડી મદિરા જરિ અમૃતરસ ચાખજેરે. મરી જાવું છે. ૨
કાયા માયા જાયા ભાયા,
મા બેન અને તુજ ભાર્યા.
ધન માલ સંબંધી મિત્ર વિષે વિચારજેરે. મરી જાવું છે. ૩
મરતાં ઝરતાં અશ્રુ આંખે,
દૃઢ ચિ-તે તુજ લૈને ખાંધે
લોહ સમ ભઠ્ઠીયે ખોળી તનને બાળશેરે. મરી જાવું છે. ૪

સંસારે ખેંચાખેંચ ભારી,
સ્વાર્થ તણી એ છે બલીહારી.
નિજ-સ્વાર્થ રૂપામૃત બિંદુ ચાખજેરે. મરી જાવું છે. ૫
દેખે દૃષ્ટીયે રોજ મરંતા,
ના કો' જગસિંધુને તરંતા.
સૌ હૃદયે પુષ્પોજ ખરંતા "પુનસી" ભાળજેરે. મરી જાવું છે. ૬

ધુલીઆ એકાંતભૂવન | પુનસી અર્જુન

## ઇશ્વરતા !

લેખક-" સ્નેહયોગી "

(૧)

દેખું પિડાતી સતીઓ સર્વે વેશ્યા તો સુખ માણે છે !
અજ્ઞાની ધનવાન બને છે જ્ઞાની ભૂખે રવડે છે !
મલાઈ-મલીદો દુર્જન ખાતા સજ્જન *તાકને ×તાકે છે !
છતાં દયાળુ ! ન્યાયી તું તો ! જગત સઘળું વંદે છે !

(૨)

તરેહ ! તરેહના વિષ પ્રયોગો નજર અહિંતો આવે છે !
આ અવનીમાં અમૃત કેરૂં નામ માત્ર સંભળાવે છે !

---

* તાક-આશ. × તાકે-ચાહે; જુએ.

રત્ન લાધવું કઠિન કર્યું ત્હેં! કથા 'લાલ'ની શી કહેવી?
તુટેલ કાચના ઢગલા માંહે નઝર સહુ ઢાળી દેવી!

(૩)

ઉપકારી વૈભવ–હીણુ દેખું, દુઃખ–દુષ્કર વેઠે છે!
અપકારી તો પુર્ણ વૈભવે મોઝ ઘણેરી માણે છે!
શિતના દિવસ ટુંકા કીધા ગ્રીષ્મે લાંબા કીધા છે!
અહો! દયામય! ખૂબ કરી ત્હેં! જગત સઘળુ વંદે છે!

(૪)

હંસ રંગના બગલા કરીઆ કહો? ઇશ! કારણ તેનું?
વ્યર્થ કોયલ કાળી કીધી! હું વળી! તેમાં શું જાણું?
ગુણ–અવગુણ પર ધ્યાન કદાપિ ઈશ! તમે શુ આપોના?
સદ્–વિવેક! ખરેખર! દાખી! કાર્ય કંઈ કેમ કરતોના?

(૫)

કેરા–વનમાં 'મધુકર' પોતે દિવસ સઘળો કહાડે છે!
ચંદન–વનમાં સર્પો સુખે નિજ–જીવન! ગુજારે છે!
શૈવાળ કરી ત્હેં! હંસો માટે બળી કાકને લીધે છે!
દયા! દયાળુ! આ અવનીમા પુરેપુરી બતલાવી તેં!

(૬)

મહા–સાગર ત્હેં ખારો કીધો શ્યામ! સરિતા છે મીઠી!

બ્રાહ્મણ-કુળમાં કીચ પાકે ! અંબુજ રચના શી કીધી !
ભારે દુઃખ ભારતને માથે હિન્દુ હોઈ વર્ષાવ્યું છે !
પ્રભો ! રચના ભારી કીધી ! ન્યાયી પાણું દર્શાવ્યું છે ?

(૭)

ધનવાન ભલે ! વિણ પુત્રે મરતા ગરીબને દશ પંદર દે !
ન્યાય પરાયણ ! ભારી તું તો ! હૃદય ત્હારૂં કેવું કહે ?
સૂર્ય-શશીના પિન્ડે રાહુ ! આજે પણ પીડા કરતો !
નિયંતા ! નિજ-નીતિ કેરો કયારે તું બદલો કરતો ?

(૮)

પાપ કરે તે જીવે જગમાં ! પુન્યાત્મા ! જલદી જાયે !
શ્વાન સઘળાં સ્વચ્છંદે દેખું બેડી થકી ગજ બંધાયે !
સિંહ ફરે જો જંગલ વિષે ! ઉંદર ઘરમાં ભટકે છે !
પરમ-કૃપાળુ ! ઇશ્વર ! તુંજને અપયશનો ડર ઓછો છે ?

(૯)

જન્મ મરણની ક્રમતા ઈશ્વર ! કેમ ? કંઇ તું ના કરતો !
બાળક હોય તે પ્રથમ જાયે ત્યાર બાદ બુઢ્ઢો મરતો !
આંખ વિષે તો અશ્રુ લાવી પિતા શ્રાધ પુત્રનું કરતા !
સત્ય વદો હો ! સ્વામિ મ્હારા ! એનું નામ છે ઇશ્વરતા?



# મૃગને બિન માટે કળાવાનની માગણી.

હરિગીત.

મૃગ—મમ ચર્મની ચોળી કરો ! વળી અસ્થિની માળા કરો !
હાય માસનું ભક્ષણ કરો (પણ) જીવતાં બિન ગજવ્યાં કરો.
સુ-સ્વર મધુરો બિનનો, હું રાહ ભૂલ્યો દશ દીશનો !
પ્રાણાન્તમાં આનંદ ખરો ! જો સાંભળું બિનના સૂરો.

ગઝલ.

કળાવાન-કળાને વશ મૃગો બનતા, જીવન દરકાર નથી કરતા !
શરો-પ્રહાર મીઠા ગણતા ! કળાને તે' નહિ તજતા !
અરે ! કિરતાર ! કૃપા ત્હારી ! અભેદી ભાવના ભારી !
કળાને ભોક્તની યારી ! બની નિઃસ્વાર્થ, લીલા તારી !

હરિગીત.

પ્રણય-પ્રણયી સાથે મરે ! એ કાયદો 'કુદરત' કહે !
આ બિનથી શિક્ષણ મળે ! જે મૃગ પાછળ તૂટી પડે !
કળાને ભોક્ત ગયાં સાથે ! નિહાળ્યું તે કળાવાને !
અહો ! કિરતાર ! કહું તુજને ! મને પણ મર્ણ સાથે દે !

## નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જને આશીર્વચન.

હે ભૂપ પંચમ જ્યોર્જ ! આ તમ રાજ્ય અહીં અવિચળ રહો !
ધ્રુવ જેમ સ્થિર રહે અભ્રમાં ત્યમ સ્થિર સ્થિતિ યશની લહો !

દીર્ઘાયુ હો !
બહુ માન હો !
સુખ–શાન્તિમાં હરનીશ રહો !

આશીષ દઉં નૃપ ! વિશ્વમાં જય જય ધરોધર થઈ રહો !

(૨)

જય મિત્ર રાજ્યનો થઇ સદા, અરિગણુ તણો પરિહાર હો !
બ્રિટન વિજયધ્વજ વિશ્વમાં નિશદિન સદા ઉડતો રહો !

અભિવૃષ્ટિ હો !
સુરસૃષ્ટિ હો !
વર્ચસ્વ વસુધાનું રહો !

પ્રભુની કૃપાનો તમ શિરે નૃપ ! નિત્ય બસ અભિષેક હો !

(૩)

ઈચ્છું સદા અતિ હર્ષથી શુભ સંતતી તણી વૃધ્ધિ હો !
વધે તાજનું બહુ તેજ વળી સુરલોકની સમૃધ્ધિ હો !

અતિ શૌર્ય હો !
વળી ધૈર્ય હો !

પ્રતિભા તણી વિભૂતિ વધો !

મહારાણી મેરી સદા નૃપવર ! મુબારક હો ! તમો ! !

'ધીરજ'



# જાહેર સુચના



આ કાવ્યમાળામાંથી કોઇએ "પ્રયોજક"ની રજા સિવાય બીજે કાવ્યો છપાવવાં નહિ સદુપયોગ માટે પુછતાં તુરત રજા મળશે.

લી. "પ્રયોજક"

# બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ.

બ્રહ્મા જેમ સૃષ્ટિને જન્મ આપે તેમ અમારી આતં-નિગ્રહ ગોળીઓ મનુષ્ય શરીરમાં નવાં જીવનતત્વો ઉત્પન્ન કરે છે.

**વિષ્ણુ** જેમ સૃષ્ટિનું પાલન કરે છે તેમ અમારી આંતનિગ્રહ ગોળીઓ બળ તથા જીવનનું પાલન કરે છે અને.

**મહેશ** જેમ સૃષ્ટિનો સંહાર કરે છે તેમ અમારી આતંકનિગ્રહ ગોળીઓ રોગ તથા નબળાઈનો નાશ કરે છે.

આ પ્રમાણે ત્રણે દેવોની શક્તિને ધારણ કરનારી આ ગોળીઓ મનુષ્યના શરીરને આરોગ્ય. બળ, તેજ અને દીર્ઘાયુષ્ય આપે છે.

કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂા. ૧ એક.

વધારે જાણવા માટે અમારૂં ડાબરાસ [illegible] પ્રાઈસલિસ્ટ મંગાવો.

એજંટ.
રા. રા. ઉત્તમરામ [illegible]
[illegible]
[illegible]—સુરત.

વૈદ્યશાસ્ત્રી
મણિશંકર ગોવિંદજી.
જામનગર—[illegible]

મફત !　　મફત !　　મફત !

# બાળમિત્ર માળાનાં પુસ્તકો:

## દરેક મા બાપને ઉત્તમ તક.

પોતાનાં બાળકોને સદ્‌ગુણી અને ડાહ્યા બનાવવાને, તેઓને ધાર્મીક અને નૈતિક શિક્ષણ આપવાને; વ્યવહારિક અને વૈજ્ઞાનિક પાઠો શીખવવાને તથા જમાનાની પ્રગતિ સાથે તેઓને ઉન્નતિ પથમાં આગળ વધારવામાં "બાળમિત્ર માળાનાં" દરેક પુસ્તકો સહાયરૂપ થઈ પડયાં છે, વરસમાં બાર પુસ્તકો પ્રગટ થશે. માટે જલદી ગ્રાહક બનો. આજ સુધીમાં સાત પુસ્તકો બહાર પડી ચુકયાં છે. વાર્ષીક લવાજમ પુસ્તકોના ખર્ચ જેટલુંજ માત્ર રૂા. ૦-૧૨-૦ રાખવામાં આવ્યું છે.

ગરીબ બાળકો કે જેઓ લવાજમ ભરી શકે તેમ ન હોય તેઓને આ માળાનાં તમામ પુસ્તકો ટપાલ ખર્ચના છ આનાની પોષ્ટની ટિકીટો મોકલવાથી મફત મોકલવામાં આવશે. માત્ર થોડી નકલોજ સિલકે છે માટે તાકીદે લખો:—

**વ્યવસ્થાપક**

બાળમિત્ર કાર્યાલય કરાંચી.

## સાહિત્યના શોખીનોને ખુશ ખબર

લેખકઃ—મુસાફિર પંડોળીકરનું લખેલું પુસ્તક બહાર પડ્યું

# મંગાવો દંપતી ગઝલ માળા મંગાવો

## —આ પોણોસો ગઝલોથી વિભુષીત છે—

ગુજરાતી સાહિત્ય બહાર નહિ પડેલ! સુબોધક ગઝલોનો સમુદાય દંપતી ગઝલ માળામાં છે દરેક મનુષ્ય પોતામાં સમાવેશ પતીવ્રતિઓને સમજી પોતાનું ભવિષ્ય સુધારી શકે છે. મનુષ્યોની શારીરિક માનસિકને આધ્યાત્મિક ઉન્નતિ શી રીતે થાય. સંસારમાં આદર્શ રમણી રત્નો કેવાં હોવાં જોઇએ તથા તેઓને પાળવા યોગ્ય નીતિ ધર્મ વગેરેનું રહસ્ય ઉત્તમ ઉપદેશમય આ લેખવામાં આવ્યું છે.

જલાપુર—અમદાવાદ } પ્રકાશક.
**ભીખાભાઇ છોટાલાલ ચોધરી.**
એડીટર—'દંપતી હિતેચ્છુ'

---

## —આ લેખકનાં લખેલાં પુસ્તકો—

નયનચંદ્ર ને પ્રેમ લક્ષ્મી... ... ... નૉવેલ ભાગ ૧ પ્રકરણ.
પ્રતિવ્રતા પ્રેમદા ... ... ... ... નૉવેલ પ્રકરણ
ભજનામૃત માળા... ... ... ... કાવ્યો ૩૦૦.
મુસાફિર—કાવ્યમાળા ... ... ... કાવ્યો ૧૦૮.
રસિલી વાર્તામાળા... ... ... ... રસમય વાર્તા ૨૫.
કુસુમ—ચંદ્ર ત્રીઅંકી નાટક લખાય છે.

આટલી બુકો છપાવવા ઇચ્છનાર સાહિત્યના શોખીન સદ્‌ગૃહસ્થે નીચેના કોઇપણ ઠેકાણે પત્ર વ્યવહાર કરવો.

**ભીખાભાઇ કે૦ ભીલાશી**
મહીધરપુરા દાળીઆશેરી—સુરત.

લેખક
**ડાહ્યાભાઇ શોમેશ્વર ત્રિપાઠી.**
પંડોળી વાયા આણંદ પો. સી. રેલવે.

# "પાટીદાર સુબોધ કાવ્યમાળા."

## ભાગ ૧ લો.



નીચેના કોઈપણ ઠેકાણેથી સાડા છ આનાની ટીકીટ બીડવાથી મળી શકશે. સામટી પ્રતો માટે પણ બંદોબસ્ત કીધેલ છે.

૧ પ્રયોજક એન્ડ પ્રકાશક મી. "ભાલારી" મહીશ્વરપુરા હળીઆળીરી સુરત.

૨ મી. ડાહ્યાલાલ સોમેશ્વર ત્રીપાઠી મુ. **પંડોળી** વાયા આણંદ

૩ મેસર્સ ડી. આર. મેહતા એન્ડ કો. ઠે. સગરામપુરા મેઈન રોડ **સુરત**.

૪ મી. કે. મી. મજમુદાર વકીલ **વાંસદા સ્ટેટ**.

૫ મી. બાબાભાઈ જે. પટેલ મુ. **પુણા** વાયા કાકરાપાડી **(સુરત)**

૬ મેસર્સ કીશોરીલાલ રંગીલદાસ મેહુતા એન્ડ. કો. **વાંસદા સ્ટેટ.**

૭ પાટીદાર ટ્રેડીંગ કુંપની પી. ઓ બોક્ષ નં. ૪૧૧૧ **જોહાનીસબર્ગ.**

**પાટીદાર સુબોધ સંગ્રહ** નામની બુક ૪ પેન્સે **જોહાનીસબર્ગને** શીરનામે મળી શકશે.

છપાવી પ્રસીદ્ધ કર્તા.

**ભીખાભાઇ કાળીદાસ ભીક્ષાદરી–નીજગરા.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું–મહીધરપરા હાળીઆશેરી–સુરત.

---

સુરત ચઉટાના પુલપર ટાંકીની પાસે "શંકર" પ્રેસમાં

**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે** છાપ્યું.